

કીર્તિવિજયજી પુસ્તકમાળા. મણકો ૩ જો.

# અરિહંતજીને અરજી.

કર્તા

ી. એન. શાહ, થરાવાળા.

જૈન પાઠશાળા, મેસાણા.

શ્રી વીર-શાસન પ્રીન્ટીંગ પ્રેસમાં
ોખ ફુલભાઈ મોહનલાલે છાપ્યું.
ાગનપટેલની પોળ-અમદાવાદ.

પ્રત ૧૦૦૦ આવૃત્તિ બીજી.

ઈ. સ. ૧૯૨૬ સંવત ૧૯૮૨

કિંમત ૦-૧-૦



અરિહંતજીને અરજી

૨૨૮૮



શ્રી કીર્તિવિજયજી પુસ્તકમાળા, મણકો ૩ જો.

# શ્રી અરિહંતજીને અરજી.

પ્રગટ કર્તા

પી. એન. શાહ, થરાવાળા.

જૈન પાઠશાળા, મેસાણા.

શ્રી વીર-શાસન પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ વીઠ્ઠલભાઇ મોહનલાલે છાપ્યું.

હાજાપટેલની પોળ-અમદાવાદ.

પ્રત ૧૦૦ આવૃત્તિ બીજી.

ઇ. સ. ૧૯૨૬ સંવત ૧૯૮૨

કિંમત ૦-૧-૦



# अर्पणपत्रिका.



પ્રિય સ્નેહી

**વકીલ મણીલાલ ઈચ્છારામ**

**મુ. દીવોદર.**

આપના અને અમારા મુરબ્બીએ આ કૃતિ બનાવેલી તેમનો આત્મા સ્વર્ગમાં સદાને માટે બિરાજમાન છે.

આપે પુરૂષાર્થ કરી પિતાશ્રીની લાઈન (વકીલાતની) મેળવી છે. વળી કવિતાના પણ ઉત્તમ સંસ્કારી છો.

તેમજ યોગ્ય મદદ આપી આ ચોપડીની પુનરાવૃત્તિ કરાવી, તેથી આનંદ પામી આ બુક આપને અર્પણ કરૂં છું.

સ્નેહાધીન

**પુરૂષોત્તમ.**



---

શ્રી ધીમંત બાલચંદ્રાચાર્યે હિંદીમાં કરેલ અરજીનો તરજુમો ગુજરાતીમાં મારા મિત્ર વકીલ ઈચ્છારામ ભાઇચંદે કીધેલો, તે અમોએ પ્રથમ સંવત ૧૯૫૫ માં ૫૦૦ નકલો છપાવી, તેઓશ્રીની હયાતીમાં ભેટ આપી હતી.

ત્યારબાદ અનેક પ્રકારનું ઉપાધિમય જીવન વ્યતીત થતાં ફરી આ ચોપડી આજસુધી પ્રગટ કરી શકયો નહિ. સદ્ગુરૂ મ. શા. કીર્ત્તિવિજયજીની કૃપા થકી પુનઃ આ બુક પ્રગટ થાય છે. પરમાત્મા પ્રસાદે તેઓશ્રીનો ઘણો ઉપકાર માનું છું.

સિદ્ધચક્રજીનુ સ્તવન, જીવ વેપારી અષ્ટક, જિનેશ્વર સ્તુતિ, ભાવનાના દોહરા ને નવ અંગ પુજાના દોહરા એટલું આમાં વધારવામાં આવ્યું છે.

પોષ વદ ૫
સં. ૧૯૮૨.
મુ. ધીણોજ.

શાહ પુરૂષોત્તમ નથુભાઈ.
(દીવોદરવાસી)
થરા—પાલણપુર.



શ્રી શીતળનાથાય નમઃ

# શ્રી અરિહંતજીને અરજી.

દોહરા.

અમર અસુર નરવર નિકટ,
નમી નમી જોડે હાથ;
સ્તવન કરે મન મુદીત થઇ,
વરવા શિવ વધુ સાથ. ૧
જીનશાસન નાયક વિભુ,
જગ તારણ જીન રાજ;
નમી પદ પંકજમાં પ્રભુ,
અરજ કરૂં શિરતાજ. ૨

## ચૈતન્યોક્તિ.

(દેશી હિંદુસ્તાની હીરરંજાની)

જીન શાસન નાયક મુક્તિ,
જાવાની ડીગ્રી દીજીએ. જીન ટેક,
અદાલત જીન શાસન મંદીર,
ન્યાયવંત જીનવરજી;

ચૈતન ચરણ સરોજે હાજર,
થૈને આપે અરજી. જીન. ૧
તપ કાગળ ઇસ્ટાંપ લહીને,
વાણી ક્ષમા વિચારી;
ધર્મ ધ્યાન શુભ દોત કલમ ધરી,
અરજી એહ ગુજારી. જીન. ૨

## અરજીની બીના.

ફરીયાદી ચૈતન જીનજી હું,
અષ્ટ કર્મ આરોપી;
ત્હોમત લુટ કરી શિરજોરી,
લજ્યા સઘળી લોપી. જીન. ૩
જાતો'તો મુક્તિ મારગમાં,
કરમોએ અટકાવ્યો;
શિરજોરીથી શુભ મતિ છીનવી,
કુમતિમાંહી ભમાવ્યો. જીન. ૪

કરી ખરાબી અતિશય એણે,
લખ ચોરાશી માંહી;
દુઃખ દરીઆમાં ડુબકાં ખાતાં,
અહો પ્રભુ મમ બાંહી. જીન. ૫
મળીયા સનમુખ વકીલ કાનુની,
પંચ મહાવ્રત ધારી;
ઉર ધરી દયા અતિશે મમ પર,
વિનંતી સર્વ સ્વીકારી. જીન. ૬
ન્યાય નિયમ સિદ્ધાંત તપાસી,
આઠ ગવાહી બોલાવ્યા;
શિયળ સિપાઇ પંચ સુમતિ ને,
ત્રણ ગુપ્તિ લેઇ આવ્યા. જીન. ૭
અરજી ગુજારી ચતનજીની,
કેસ હુવો તવ જારી,
હાજર આવો જુવાબ લિખાવો,

કરો સાબીતી સારી. જીન. ૮
આરોપી અઠ હજાર થઇને,
મોહ મુખત્યાર લે આવ્યા;
ચાર કષાયે આઠે મદને,
બાર ગવાહી લાવ્યા. જીન. ૯

## કર્મોક્તિ.

જીન શાસન નાયક,
જૂઠો દાવો છે ચૈતન જીવનો. ટેક.
અદલ ન્યાય આપો જગસ્વામિ,
નહીં અમારી ખામી;
શિવગામી પ્રભુ અવીચળ ધામી,
સુણજો નિર્મળ નામી. જીન. ૧૦
આવ્યો ચૈતન અમ ગૃહ માંહી,
કરજ કર્યું બહુ ભારી,
મોહમજામાં મગ્ન બનીને,

ચાલ્યો તેહ વિસારી. જીન. ૧૧
વિષય ભોગમાં રમિયો ચેતન,
લાભ તોટ નવ જાણ્યો;
લેણુદાર અમ લ્હારે લાગ્યા,
કર પકડીને તાંણ્યો. જીન. ૧૨
હાજર બેઠા સાહેદ સઘળા,
પૂછો હાલ વિચારી;
કરજ ભર્યાં વિણ જાવું દુર્લભ,
વિનંતી એહ અમારી. જીન. ૧૩

## ચેતનોક્તિ.

કરમ સંતાપે પ્રભુજી મુજને,
સુણો શાસન સિરદારી;
વજનદાર છે મારા સાહેદ,
જાણે સૌ સંસારી. જીન. ૧૪
હું ચૈતન્ય અનાથ પ્રભુજી,

કરમ કઠીણ એ જ્યાંહી;
કરે લુટ લખ માર્ગ મુલકમાં,
ચોરાશીની માંહી. જીન. ૧૫
જ્ઞાની લુટયા ધ્યાની લુટયા,
પંડિત વેદ પુરાણી;
દમ બતલાવો નાંખ્યા પાડી,
કપટ કુંડમાં તાણી. જીન. ૧૬
હિંસામાંહી ધર્મ બતાવે,
તપસ્યા દિલ નહીં ભાવે;
વિષય ઇંદ્રીયો તૃપ્ત કરીને,
જુઠી જાળ ફેલાવે. જીન. ૧૭
ન્યાય કરો જીનજી આ એવો,
અપીલ ફરી નહીં થાયે;
ફેંસલો થાતાં ફેર રહે નહીં,
જન્મમણું મટી જાયે. જીન. ૧૮

## ઠરાવ.

જીન શાસન નાયક,
ન્યાય કરે ચેતનનો કેવળ જ્ઞાને. ટેક.
જ્ઞાન દરીશન મુનસફી ધારી,
બેહુ જણને સમજાવ્યા;
ચૈતનને ડીગ્રી આપીને,
કર્મ દામ ચુકાવ્યા. જીન. ૧૯
મુળ કરજ ચૈતન પાસેથી,
આઠ કર્મોએ લીધું;
શુદ્ધ સંજમની કરી જમાનત,
સઘળું કારજ સિધ્યું. જીન. ૨૦
સંવર ભાવ ધરી ઉરમાંહી,
તપસ્યામાં અનુરાગી;
ક્ષપક શ્રેણીએ ચડતો ધ્યાની,
વર્યો મુકિત વડભાગી. જીન. ૨૧

---

## રેલગાડી આત્મસ્વરૂપ સ્તવન.

( રાગ-ભોજા ભગતના ચાબખા )

મૂરખો ગાડી દેખી મલકાવે,
ઉમર તારી રેલ તણી પેરે જાવે.
સંસાર રૂપી ગાડી બનાવીને,
રાગ દ્વેષ દોય પાટા;

જન્મ મરણુ જંજાળ મિટાવી,
ચૈતન્ય ડીઓી લીધી;
કેસ ચુકાવી કર્મ હરાવી,
પામ્યો અવિચળ રિધી. જીન. ૨૨
૧શશી ૯નાગ ૫પાંડવ ૪મુકિતએ,
વર્ષ સુખદ મધુ (ચૈત્ર) માસે;
તીથી પંચમી ભાનુ (રવિવાર) વાસરે,
ઇચ્છારામ પ્રકાશે. જીન. ૨૩

દેહ ડબ્બાને પળ પળ પૈડાં,
એમ ફરે આઉખાના આંટા. સૂરખા. ૧
કર્મ ઈંજીનમાં કષાય અગ્નિ,
વિખ વારીમાંહી ભરીયું;
તૃષ્ણા ભુંગળું આગળ કર્યું તે,
ચારે ગતિમાં ફરીયું. સૂરખો. ૨
પ્રેમરૂપી આંકડા વળગાડયા,
ડબ્બે ડબ્બો જોડયો ભાઇ;
પુરવ ભવની ખરચી લેઇને,
ચેતન બેસારૂ બેઠો માંહી. સૂરખો. ૩
કોઇએ ટીકટ લીધી નર્ક તીર્યંચની,
કોઇએ લીધી મનુષ્ય ને દેવો;
કોઇએ ટીકટ લીધી સિદ્ધ ગતિની,
પામવા અમૃત મેવો. સૂરખો. ૪
ઘડી ઘડી ઘડીઆળાં વાગે,

નિશદિન એમ વહી જાવે;
વાગે સીટી ને ઉપડે ગાડી,
આડા અવળા મેલ આવે. મૂરખો. ૫
આયુષ રૂપી આવ્યું સ્ટેશન,
હંસલો તે હાલું હાલું થાવે;
પાપે ભરીને પાકીટ લેઇ જાતાં,
કાળ કોટવાળ ત્યાં આવે. મૂરખો. ૬
ઝાલી નરકમાં જમરાય પાસે,
જૈને સોંપ્યો તત્કાળે;
આરંભ કરીને આવ્યો પરૂણો,
કુંભી તે પાકમાં ઘાલે. મૂરખો. ૭
લાખ ચોરાશી જીવા યોનીમાં,
જીવડો તે રૂંલે વારંવાર;
સતુગુરૂ શિખે ધર્મ આરાધે,
તો પામે મુક્તિનું દ્વાર. મૂરખો. ૮

સને અઢાર છાસીના વરસે,
આત્મ ધ્યાન લગાડી;
ગોપાળ ગુરૂના પુન્ય પસાયે,
મોહન ગાય ભાવ ગાડી. મૂરખો. ૯

## [1]શ્રી સિદ્ધચક્રનું સ્તવન. (પંચક)

વસંતતિલકા છંદ

સ્થાપું સદા મન ગૃહે, સિદ્ધિચક્ર મંત્ર-
ને ચિંતવી અષ્ટદલે, કમળે સુયંત્ર;
વચ્ચે પદે અરિહંત દિશમાં સિદ્ધાદિ,
વીદિશી દંસણ તથા, તપ સુ ચી સ્થાપી. ૧
છે બાર ગુણ સહિતા, અરિહંત દેવા,
આઠે સુસિદ્ધ છત્તીસે, આચાર્ય સેવા;

૧ આ સ્તવન ભાવનગર પ્રગટ થતા આત્માનંદ પ્રકાશ પુ. ૨૨ અંક ૧૨ પ્રથમ પાને સંવત ૧૯૮૧ ના અસાડ માસમાં છપાયેલ છે.

છે પંચવીશ ઉવજ્ઝાય,સાધુ સપ્ત વીશ,
સો અષ્ટ ગુણ નવકાર, સદા જપીશ. ૨
નાભી મધ્યે અરિહંત, ધવલેજ વર્ણે,
શિરે રહ્યા સિદ્ધ પ્રભુ, વરણેજ રક્તે;
આચાર્ય મુખ દિપતા, પીતવર્ણ જાણું,
નીલા ઉપાધ્યાય હું, હૃદયે પિછાણું. ૩
કંઠે સુસાધુ કૃષ્ણે, ધરી શુભ શુભકારી.
ને શ્વેત દંસણ નાણ, ચરિત તપધારી;
સ્થાપી ઉરે અહનિશા,જપું નામ ભાવે,
મુક્તિ મળે ભય ટળે, સુમંત્ર પ્રભાવે. ૪
શ્રીપાળ આદિ જનતો, સુખ તેથી પામ્યા,
ત્રિતાપ તો ટળી ગયા,દુખ તો વિરામ્યા;
મારૂં સદા મન કપી, વશ માટ હું તો,
કે' પુરૂષોતમ નમું, સિદ્ધચક્રને તો. ૫

## જીવ-વેપારી વિષે. (અષ્ટક)

હરિભજન વિના-એ રાહ.

જીવ-વેપારી મનુષ્ય ભવમાં,
દુકાન ઉઘાડજે રૂડી;
લાભાલાભ તપાસી, કર વેપાર,
નહિતર ગુમાવીશ મુડી. ટેક.
નિશ્ચય વ્યવહાર પલ્લાં કરજે,
જ્ઞાન દરીશણ ચારિત્ર રજ્જુ ધરજે;
સત્ય દાંડી શિયળની ગ્રહજે. જીવ-૧
પણછે પકડે સુ ટેક તણે,
ધર્મ હસ્તે માલ તોળીને ભરે,
મન ધર્મ ધ્યાન શુકલ ભણે. જીવ-૨
જીવ ઉપર દયા પ્રથમ ધારો,
સદા અસત્ય વદવું તો વારો,
અદત્તાદાન થકી મન નિવારો. જીવ-૩

મૈથુન પરદારા સહ છોડો,
અતિ પરિગ્રહની મમતા તોડો,
પ્રભુ ભક્તિમાં પ્રીતિ જોડો, જીવ-૪
શુદ્ધ ક્રિયાનું કરીઆણું ભરી.
અવ્રત કર્માદાન માલ દુર કરી,
ચોકખા નિયમની વખાર ભરી. જીવ-૫
ચાલે ઠીક તો શેઠ કે'શે રૂડું,
નહિતર જન્માંતરમાં થશે ભૂડું;
શેઠ મોકલશે અચાનક તેડું. જીવ-૬
ગજ કાતર લઇ ધામી બેઠા,
દુષ્ટ દંડ દેઇ પાડે હેઠા,
કર્મરાજા નહીં રાખે છેટા. જીવ-૭
પ્રભુ પ્રેમ-ભાવમાં મગ્ન અતી,
કે'પુરૂષોત્તમ તો થોડી મતી;
સાચી વિનતી ધારજો જગપતી. જીવ-૮

# જિનેશ્વર સ્તુતિ.

### દોહરા.

પ્રભુ દરિશન સુખ સંપદા,
પ્રભુ દરિશન નવનિધ;
પ્રભુ દરિશનથી પામીએ,
સકળ પદારથ સિદ્ધ, ૧
ભાવે જીનવર પૂજીએ,
ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિએ,
ભાવે કેવળજ્ઞાન. ૨
જીવડા જિનવર પૂજીએ,
પૂજાનાં ફળ હોય;
રાજા નમે પ્રજા નમે,
આણા ન લોપે કોય, ૩
પંચ કોડીને ફુલડે,

જેનાં સિધ્યાં કાજ;
રાજા કુમારપાળને,
આપ્યા દેશ અઢાર, ૪

ફુલડાં કેરા બાગમાં,
બેઠા શ્રી જિનરાજ;
જેમ તારામાં ચંદ્રમા,
તેમ શોભે મહારાજ. ૫

પ્રભુ નામકી ઔષધિ,
ખરો મનશું ખાય;
રોગ પીડા વ્યાપે નહિ,
મહા દોષ મીટ જાય. ૬

વાડી ચંપો મોરીઓ,
સુવર્ણ કુંપલીએણ;
પાસ જિનેશ્વર પૂજીએ,
પાંચે અંગુલીએણ. ૭

# દેવ સ્તુતિ.

## માલિનિ છંદ.

સકળ કર્મ વારી, મોક્ષ માર્ગાધિકારી
ત્રિભુવન ઉપકારી, કેવળજ્ઞાન ધારી;
ભવિજન નિત સેવો, દેવ એ ભક્તિભાવે,
ઈહજ જિન ભજંતા, સર્વ સંપત્તિ આવે. ૧

પંચમ કાળે પામવો,
દુર્લભ પ્રભુ દેદાર;
તોપણ તેહના નામનો,
છે મ્હોટો આધાર. ૮

શિતળ જિન દશમા નમે,
જો શિતળ કરી મન;
ભવસાગર ઓળંગીને,
તુરત તરે તે જંન. ૯

---

### શાર્દુલવિક્રિડિત.

છે પ્રતિમા મનોહારિણી દુઃખહરી,  
શ્રી વીર જિણંદની,  
ભક્તોને છે સર્વદા સુખકરી,  
જાણે ખીલી ચંદની;  
આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને,  
જે માણસો ગાય છે,  
પામી સઘળાં સુખ તે જગતના,  
મુક્તિભણી જાય છે.

---

જિનવર પદ સેવા, સર્વ સંપત્તિદાયી,
નિશદિન, સુખદાયી, કલ્પવલ્લી સહાયી;
નમિ વિનમિ લહિજે, સર્વ વિદ્યા વડાઇ,
ઋષભ જિનહ સેવા, સાધતાં તેહ પાઇ. ૨

# જીનરાજની નવ અંગે પૂજા.

૧. જમણા તથા ડાબા પગને અંગુઠે. ૨. જમણા તથા ડાબા ઢીંચણે. ૩ જમણા તથા ડાબા કાંડે. ૪. જમણા તથા ડાબા ખભે. ૫. મસ્તકે. ૬. કપાળે ૭. કંઠે. ૮ હૃદયે. ૯. નાભિએ.

જિન નવ અંગ પૂજાના દોહરા.

જળ ભરી સંપુટ પત્રમાં,
યુગલિક નર પુજંત;
રીખવ ચરણ અંગુઠડે,
દાયક ભવ જલ અંત, ૧

જાનુ બળે કાઉસ્સગ્ગ રહ્યા,
વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું,
પુજો જાનું નરેશ. ૨

લોકાંતિક વચને કરી,
વરસ્યા વરસી દાન;
કર કાંડે પ્રભુ પૂજતાં,
પુજો ભવિ બહુ માન. ૩
માન ગયો દોય અંશથી,
દેખી વીર્ય અનંત;
ભુજા બળે ભવ જલ તર્યા,
પુજો ખંધ મહંત. ૪
સિદ્ધશિલા ગુણ ઉજળી,
લોકાંતે ભગવંત;
વાસયા તેણે કારણ ભવિ,
શિર શિખા પુજંત. ૫
તીર્થંકર પદ પુન્યથી,
ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ,
ભાલ તિલક જયવંત. ૬

સોળ પહોર પ્રભુ દેશના,
કંઠે વિવર વર્તુલ;
મધુર ધ્વનિ સુર નર સુણે,
તિણે ગળે તિલક અમુલ. ૭

હૃદય કમલ ઉપશમ બળે,
ટાળ્યા રાગ ને રોષ,
હિમ દહે વન ખંડને,
હૃદય તિલક સંતોષ. ૮

રત્નત્રયી ગુણ ઉજળી,
સકળ સુગુણ વિશ્રામ;
નાભિ કમલની પુજના,
કરતાં અવિચળ ધામ. ૯

ઉપદેશક નવ તત્ત્વના,
તિણે નવ અંગ જિણંદ;

પૂજો બહુ વિધ રાગશું,
કહે શુભવીર મુણિંદ. ૧૦

અર્થ—જળથી ભરેલા પાંદડાના પડીયા ઉપર બીજો ખાલી પડીયો ઢાં-કીને જે યુગલિયાં મનુષ્યોએ રીખવ-દેવના પગના અંગુઠાને અભિષેક કર્યો તે પ્રભુ ભવ રૂપી સમુદ્રના નાશ કર-નારા છે. ૧

દેશ દેશાન્તર વિહાર કરીને, ઢીંચ-ણના બળથી કાઉસ્સગ્ગ કરી, જેમણે ઉભા રહી કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યું. હે રાજાઓ! તેમના ઢીંચ-ણને તમે પૂજો. ૨.

જે પ્રભુએ લોકાન્તિક દેવોની વા-ણીથી એક વર્ષ સુધી બહુ દાન દીધું.

હે ભવ્ય લોકો ! તેમના હસ્તના કાંડાને બહુ માનપૂર્વક પૂજો, ૩

જે પ્રભુની ભુજાઓનું અનંત બળ જોઇને માન જતો રહ્યો અને જે પ્રભુ પોતાની ભુજાના બળથી ભવરૂપી સમુદ્રનો પાર પામ્યા, હે મહાપુરૂષો ! તેમના ખભાઓને તમે પૂજો. ૪

ચૌદરાજ્ય લોકની ઉપર રહેલી ઉજ્વળ ગુણવાળી સિદ્ધશિલામાં પ્રભુ બિરાજ્યા તે કારણથી મસ્તકના ઉપ-રના ભાગને તમે પૂજો. ૫

તીર્થંકર પદવીના પુણ્યથી જેમની ત્રણ જગતના લોકોએ સેવા કરી, તે કારણથી ત્રણ ભુવનમાં તિલક સમાન

પ્રભુના કપાળમાં તિલક જયવંતુ વર્તે છે. ૬

જે મહાવીર પ્રભુએ કંઠથો સોળ પહોર સુધી મધુર અવાજથી આપેલો ઉપદેશ દેવતા અને મનુષ્યોએ સાંભ-ળ્યો તે કારણથી ગળાને વિષે અમુલ્ય તિલક કરો. ૭

જેવી રીતે હીમ વન વૃક્ષોને બાળે છે તેવી રીતે જે પ્રભુએ હૃદયકમળરૂપી શાન્તિના બળથી રાગ અને દ્વેષને શાંત કર્યાં તે હૃદય સ્થાને કરેલું તિલક સં-તોષ આપો. ૮

બધા સારા ગુણના આધારભૂત ઉજ્જવળ ગુણવાળી રત્નત્રયી (જ્ઞાન-દર્શન-ચારિત્ર) છે તે કારણથી નાભિ

રૂપી કમળની પૂજા કરતાં કાયમ રહે એવું સ્થાન (મોક્ષ)ને તમે પામો. ૯

તે કારણથી નવ તત્ત્વના ઉપદેશક શ્રી શુભવીર મુનિ કહે છે કે અત્યંત પ્રીતિથી જીનેશ્વરનાં નવઅંગ પૂજો. ૧૦

વિધિયુક્ત સામાયિક ચૈત્યવંદનાદિ ૦—૬—૦ શાહ અમૃતલાલ પુરૂષોત્તમે છપાવેલી તેમાંથી "જિનરાજ નવ અંગ પૂજા દુહા સાર્થ લીધા છે."

# થોડા વખતમાં પ્રગટ થશે.

| | | |
|---|---|---|
| ૧ | સુબોધ મણિમાળા | ૦–૨–૦ |
| ૨ | શ્રી પુરૂષોત્તમ પચ્ચિશી | ૦–૧–૦ |
| ૩ | વિદ્યાબોધ | ૦–૧–૦ |
| ૪ | સ્ત્રીઓનો ખરો ધર્મ | ૦–૨–૦ |
| ૫ | સદ્ગુરૂ મહિમા | ૦–૨–૦ |
| ૬ | ઝવેરનો ઝુમખો | ૦–૨–૦ |
| ૭ | વિધાત્રીની કથા | ૦–૨–૦ |
| ૮ | વરરાજાના શ્લોકો | ૦–૦–૬ |
| ૯ | આત્મબોધ | ૦–૧–૦ |
| ૧૦ | સુબોધ કવિતા ભાગ ૧ | ૦–૪–૦ |
| ૧૧ | કોયડા સંગ્રહ | ૦–૮–૦ |
| ૧૨ | સમસ્યા સંગ્રહ | ૦–૮–૦ |
| ૧૩ | વાર્તા સંગ્રહ | ૦–૮–૦ |
| ૧૪ | પુરૂષોત્તમ કાવ્ય | ૧–૦–૦ |

નં. ૧૧-૧૨-૧૩-૧૪ સિવાયની દરેક બુકો દશ દશ નકલો ખરીદશે તે તે ગ્રાહકોનાં નામ પુસ્તકોમાં છપાશે. પોસ્ટેજ જુદું.





# આદરણીય શિક્ષા બોર્ડ.



૧. જાગો, આ સંસારમાં સુખ નથી
ધર્મ કરવા શૂરવીર થાઓ. દાન,
તપ, અને ભાવ એ ચાર પ્રકારે ધર્મ
૨. ઉદારતાથી દરેક સંપત્તિ આવી મળે
૩. 'અહિંસા પરમો ધર્મ'.
૪. નીતિમય જીવન ગાળવું, તે મનુષ્યનું કર્ત
૫. જ્ઞાનદાન સર્વથી શ્રેષ્ટ છે.
૬. નિંદા નર્કનું દ્વાર છે.
૭. શાંતિ પ્રભુનો દરબાર છે.
૮. ધર્મ સાંભળીને વિચારે, ક્રિયા કરે તેજ શ્ર
૯. પાપથી પાછા હઠવું તે પ્રતિક્રમણ.
૧૦. જૈનં જયતિ શાસનમ્.

સંગ્રાહક

**પુ. ન. શાહ.**

---